॥ ઓમ્ ॥

શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

# અહલ્યાબાઈ

નાટકનાં ગાયનો.


રચનાર—પ્રભુલાલ દયારામ દ્વિવેદી એન્જીનીયર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચીમનલાલ બકોરભાઈ દલાલ

માલેક—શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

હાલ મુકામ—સ્ટેશન રોડ—જ્યોર્જ થીએટર—સુરત

દેશી મિત્ર પ્રેસ, લીમડાચોક—સુરત.

આવૃત્તિ ૫ મી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૫] કીમત ૦—૩—૦ [સને ૧૯૧૯







સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યા.

# અહલ્યાબાઈ નાટકના પાત્રોનો પરિચય.



## પુરૂષ પાત્રો.

ખંડેરાવ......ઇંદોરના રાજા, અહલ્યાબાઇના પતિ.
આનંદરાવ...સ્વામીભકત વીરયોદ્ધો, રાજ્યનો સેનાધ્યક્ષ.
ગંગાધર ...વયોવૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન.
માલેરાવ ...ખંડેરાવનો અવિચારી અને ઉદ્ધત કુમાર.
ભીમો ...માલેરાવનો ખુશામતખોર હજુરીયો.
મહેન્દ્રસ્વામી.એક બ્રહ્મનિષ્ટ સાધુ.
જીભાઇ......એક અભણ અને ભોળો પટેલ.
ચિત્રકાર ...અહલ્યાબાઇને આશ્રયે રહેલો વિદેશી ચિતારો

ઉપરાંત-કિલ્લેદાર, જેલર, પુરોહિત, પ્રતિનિધિ, સઇનિકો, બળવાખોરો, દરબારીઓ, પ્રતિહાર વીગેરે.

## સ્ત્રી પાત્રો.

અહલ્યાબાઇ...ખંડેરાવની પત્ની, માલેરાવની માતા, કાર્યકુશળ પરોપકારી અને સદધર્મ પરાયણ સતી.
તારા .........માલેરાવની અર્ધાંગના.
કપુરી .........જીભાઇની ઉચ્છૃંખલ પત્ની.
કેતકી .........ભોળી સ્ત્રીઓને અવળે માર્ગે દોરનારી અધમ ખવાસણ ભીમાની પત્ની.

ઉપરાંત-સખીઓ, દાસીઓ, પનીયારીઓ ઇત્યાદિ,

# અહલ્યાબાઈ નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

## અંક પહેલો.

### પ્રારંભ પ્રાર્થના અને વસ્તુ સૂચન.

**પ્રવેશ ૧ લો**—સખીઓ અને તારાનો હાસ્યવીનોદ બાદ ખંડેરાવ સાથે અહલ્યાબાઇ વાણી વિનોદ, ત્યાં આનંદરાવનું આગમન, યુદ્ધના સમાચાર, યુદ્ધની તૈયારી અને પછીથી ખંડેરાવને અહલ્યાબાઇ તરફથી પ્રેમભરી વિદાયગીરી.

**પ્રવેશ ૨ જો**—કપુરીના માબાપ તરફથી કપુરી માટે પતિ ખોળવા આવેલો સ્વાર્થી પુરોહિતને જીભાઇ પટેલ રસ્તામાં મળી જાય છે અને પોતાને પૈસા મળવાથી લાકડે માંકડું વળગાડવા જેવું જીભાઇ અને કપુરીનું સગપણ કરે છે. જેથી જીભાઇનો આનંદ.

**પ્રવેશ ૩ જો**--ખંભોર દુર્ગના સુબેદાર અને ખંડેરાવનું યુદ્ધ, તેમાં ખંડેરાવના ઘાયલ થયા પછી આનંદરાવના હાથે સુબેદારનો સંહાર.

**પ્રવેશ ૪ થો**--ખુશામતખોર ખવાસ બીમો તથા તેની પત્ની જીભાઇને નવોઢા પત્નીને ફસાવવાનો નીશ્ચય કરે છે, ત્યાં કપુરી અને પછીથી જીભાઇ પ્રવેશ કરે છે. બન્નેનો પ્રેમાલાપ, પટેલની મુર્ખતા તે જોઇ કપુરીનું નિરાશ થવું, પતિ પત્ની વચ્ચે કલહનો પ્રારંભ; ત્યાં કેત-

કિનું આવવું અને પટેલને શીખામણુ આપી વિદાય કરવા અને પછીથી કપુરીને ભોળવી માલેરાવને મળવા માટે પનઘટપર લઇ જવી.

પ્રવેશ ૫ મો--પોતાને થતાં માનશુકન માટે અહલ્યા ચિંતાતુર થઇ રહી છે ત્યાં કોઢના રોગથી પીડાતો ચિત્રકાર પ્રવેશ કરે છે, અહલ્યા તેનાપર દયા લાવી સતીત્વના પ્રભાવથી તેનો કોઢ દુર કરે છે અને રાજ્યમાં આશ્રય આપે છે, ત્યાં આનંદરાવ ખંડેરાવના મૃત્યુના સમાચાર લાવે છે, જેથી અહલ્યાનું કલ્પાંત, સતી થવાનો નિશ્ચય, ત્યાં મહેન્દ્ર સ્વામીનું પ્રગટ થવું અને અહલ્યાને તેના પતિના અંતિમ ઉદગારનું સ્મરણુ કરાવી સતી થતાં અટકાવવી. ટેબ્લો.

પ્રવેશ ૬ ઠો—કપુરી અને કેતકી કેટલીક પનીયારીઓ સાથે વિનોદ કરતી ઉદ્યાનમાં થઇને જળાશયપર જાય છે, ત્યાં માલેરાવ અને ભીમો પ્રવેશ કરે છે, ભીમો યુક્તિથી આડું અવળું સમજાવી પનીયા-યારીઓ આવતાં કપુરી સાથે મેળાપ કરાવી છટકી જાય છે, પછીથી માલેરાવ અને કપુરીનો પ્રેમાલાપ; ત્યાં કપુરીની ચાલચલગત માટે શંકાશીલ થયેલા પટેલનું આવવું, કપુરીને માલેરાવ સાથે જોઇ ઉશ્કેરાઇ જવું અને કપુરીને ધમકાવી માલેરાવ સાથે ઝગડો કરવો. આખર રંગમાં ભંગ થવાથી માલેરાવ પટેલને માર મારે છે, ત્યાં પ્રધાન ગંગાધરને આવતો જોઇ માલેરાવ ન્હાશી જાય છે, ગંગાધર પટેલની સર્વ હકીકત સાંભળી પટેલને ફરીયાદ કરવા પુને જવાનું કહી વિદાય થાય છે, જેથી પટેલ પોતાને દદ ન મળતી જોઇ કપુ-રીને મારવા માંડે છે, ત્યાં આ સર્વ ચેષ્ટાઓ છુપાઇને જોતો ચિત્રકાર આવી પટેલને અટકાવે છે. અને સમજુતી આપી વિદાય કરે છે, પાછળથી કજોડા અને કુધારા સંબંધી ચિત્રકારના ઉદગાર

પ્રવેશ ૭ મો—રાજ્યમાં બળવો જગાવવાના પ્રયત્ન માટે કેટલાક બળવાખોરોને માલેરાવ જુલ્માટ ભરી શીક્ષા કરી રહ્યો છે અને આખર બળવાખોરોનાં બૈરાં છોકરાંને પણ બુરે મોતે મારી નાંખવા તૈયાર થાય છે ત્યાં આનંદરાવ આવીને તેને અટકાવે છે પરંતુ ઉદ્ધત માલેરાવ ક્રોધે ભરાઇ તેને મારવા હથીઆર ઉઠાવે છે, ત્યાં મહેન્દ્ર સ્વામી પ્રગટ થાય છે, અને પાપી જીવની અંતે થતી દુર્ગતીનું દર્શન કરાવી ભય પમાડી અંત્યાચાર કરતો અટકાવે છે.

---

## અંક બીજો.

---

પ્રવેશ ૧ લો—ખંડેરાવનું મૃત્યુ થવાથી ખરા હકદાર માલેરાવને પેશ્વા તરફથી રાજ્યાભિષેક થાય છે, ત્યાં ગંગાધર આવે છે અને ઉપહાર અર્પણ કરે છે, પરંતુ માલેરાવ તેનું અપમાન કરે છે, જેથી પરસ્પર વીતંડાવાડ, ત્યાં આનંદરાવને માલેરાવને અટકાવવો. જેથી માલેરાવનો ક્રોધ વૃદ્ધી પામે છે. અને પરસ્પર તલવારો ખેંચાય છે. ત્યાં અહલ્યા આવે છે અને માલેરાવને અટકાવે છે. ટેબ્લો.

પ્રવેશ ૨ જો—જીભાઇ પટેલથી કપુરી કંટાળી ગઇ ત્યાં કેતકી આવી તેને મહેલમાં માલેરાવને મળવા આવવાનું કહે છે અને રાત્રી વખતે તેને બેસવા માટે મ્યાનો મોકલવાનું કહી ચાલી જાય છે, પરંતુ પટેલ આ સર્વ વાત સાંભળતો હોવાથી કપુરીને ધમકાવી ઘરમાં પોતે બૈરીના કપડાં પહેરી લે છે, મ્યાનો આવતાં ગુપચુપ તેમાં બેસી મહાલય તરફ વીદાય થાય છે.

**પ્રવેશ ૩ જો**—ગંગાધરનું માલેરાવે રાજ્યસભામાં કરેલું અપમાન ભુલાવી દેવા અહલ્યાબાઈ આવે છે અને ગંગાધરને મીઠા શબ્દોમાં રાજ્ય અને આપદ ધર્મનો ઉપદેશ આપી શાન્ત કરે છે.

**પ્રવેશ ૪ થો**— બૈરીના પોશાકમાં પટેલ માલેરાવના મહેલમાં આવેલો આશ્ચર્ય ચકિત થઇ અનેક પ્રકારની હાસ્યાજનક ચેષ્ટાઓ કરી રહયો છે, ત્યાં માલેરાવ પ્રવેશ કરે છે, પરંતુ કામાંધ હોવાથી પટેલને ઓળખી શકતો નથી. થોડીકવાર રકઝક થયા બાદ પટેલ ઉઘાડો પડે છે. જેથી માલેરાવ તેને માર મારે છે, તેનો પોકાર સાંભળી અહલ્યાબાઇ અને ચિત્રકાર આવે છે, જેથી માલેરાવ ન્હાશી જાય છે, પછીથી ચિત્રકાર અહલ્યાબાઇને પટેલની સર્વ વિગતથી વાકેફ કરે છે અને બ્રાહ્મણોપર કરેલ જુલમ તથા પ્રધાન ગંગાધરને હદબહાર કર્યાના સમાચાર પણ આપે છે, અહલ્યાબાઇ ધૈર્યથી શાન્ત કરી પટેલને વિદાય કરે છે અને માલેરાવને બોલાવી સખત શબ્દોમાં ઠપકો આપી પ્રજાપર જુલમ ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવે છે.

**પ્રવેશ ૫ મો**—ભીમાને જોઇ માલેરાવનું ઉશ્કેરાઇ જવું અને ખુન કરવાનો પ્રયત્ન, ત્યાં કેતકીનું આવવું અને સર્વ આરોપ ચિત્રકારપર ઢોળી પાડી મુર્ખ માલેરાવને દારૂ પાઇ છાકટો બનાવી બંનેનું છટકી જવું.

**પ્રવેશ ૬ ઠો**—તારાનો સખીઓ સાથેનો વિનોદ પૂરો થતાં દારૂના નિશામાં લથડીયા ખાતો માલેરાવ પ્રવેશ કરે છે, અને મુર્છા ખાઇ પડી જાય છે, કલ્પાંત કરતી તારા થોડીવારે તેને શુદ્ધીમાં લાવી દારૂ ન પીવાની પ્રતીજ્ઞા લેવડાવે છે અને તારાને વિદાય કરી માલેરાવ સાંજ નિંદ્રાધીન થાય છે, પછીથી સૃષ્ટી સૌંદર્ય જોતો ચિત્રકાર પ્રવેશ કરે છે, ત્યાં ભીમો આવી માલેરાવને જગાડે છે અને ચિત્રકાર

તેનું ખુન કરવા આવ્યો છે તેમ સમજાવે છે જેથી માલેરાવ ચિત્રકારને ધમકાવી તેની કોઇપણ વાતપર ધ્યાન ન આપતાં નિર્દયતાથી તેનો સંહાર કરે છે. ટેબ્લો.

**પ્રવેશ ૭ મો**—કેતકી અને કપુરી સાથે જીભાઇ હાસ્ય વિનોદ કરી રહ્યો છે ત્યાં ભીમો આવી પોતાને છુપાડવા માટે સહાયતા માંગે છે પટેલ તેને છુપાવે છે ત્યાં આનંદરાવ અને તેના સીપાઇઓ આવે છે અને પટેલને સમજુતી આપી ખુશામતખોર ને રાજદ્રોહી ભીમાને પકડી જાય છે પછીથી પટેલને ખેતીવાડીનું શિક્ષણ મેળવવા માટે અહલ્યાબાઇ તરફથી પુના જવાની આજ્ઞા થએલી હોવાથી કપુરી પાસેથી પટેલની મમતા ભરેલી વિદાયગીરી.

**પ્રવેશ ૮ મો**—માલેરાવ પોતાના અનાચારો માટે પશ્ચાતાપ કરી રહ્યો છે ત્યાં ચિત્રકારનું ભુત પોતાને સતાવવાની ભ્રમણા થવાથી બેહોશ થઇ જાય છે ત્યાં તારા દોડી આવે છે અને માલેરાવને સાવધ કરે છે પરંતુ માલેરાવ તેના સ્ત્રીના સ્વરૂપમાં આવેલું ભુત સમજી અનેક પ્રકારે કષ્ટ આપે છે જેથી તારા મુર્છીત થાય છે અને માલેરાવ શુદ્ધીમાં આવી પશ્ચાતાપ કરે છે, થોડીવારે તારા શુદ્ધીમાં આવતાં પતિ પત્નીનું પ્રેમભર્યું મીલન. માલેરાવ નિંદ્રાધીન થતાં અહલ્યાબાઇને બોલાવવા માટે જાય છે. પાછળથી માલેરાવને નિંદ્રામાં ભુતનો ભાસ થવાથી જાગી ઉઠે છે અને ભુતને બદલે પોતાનીજ છાતીમાં કટાર મારવા તતપર થાય છે, ત્યાં ચિત્રકારનું ભુત થઇ તેને તેમ કરતો અટકાવે છે અને ક્ષત્રિ ધર્મનું સ્મરણ કરાવી જળાશયમાં અદ્રશ્ય થાય છે જેથી માલેરાવ પણ ઉન્માદી અવસ્થામાં તેને પકડવા તેની પાછળ તળાવમાં પડે છે, ત્યાં તારા અને અહલ્યા આવી મદદ માટે બુમ પાડે છે, તેથી આનંદરાવ ધસી આવી તળાવમાં કુદી પડે છે, અને માલેરાવને બચાવી લે છે. ટેબ્લો.

# અંક ત્રીજો.



પ્રવેશ ૧ લો—રણસંગ્રામમાં ગંગાધર અને માલેરાવનું દ્વંદ્વ યુદ્ધ, તેમાં ગંગાધરને પરાજય પામતો જોઇ એક સૈનિકની ગોળી વડે દગાથી માલેરાવનો સંહાર, તે જોઇ આનંદરાવનું ઉશ્કેરાવું ગંગાધરનો સંહાર કરવાનો પ્રયત્ન, એટલામાં અહલ્યાબાઇનું આગમન, આનંદરાવને બ્રહ્મહત્યા કરતો અટકાવવો. અને ગંગાધરને કેદ કરવો.

ટેબ્લો.

પ્રવેશ ૨ જો—અનેક દુષ્કૃત્યોના પરિણામે ભીખારણ થએલી કેતકી કપુરી પાસે ભીખ માંગવા આવે છે. કપુરી તેને કેટલાંક મેંણાં ટોંણાં સંભળાવી ખાવાનું લેવાં માટે ઘરમાં જાય છે, ત્યાં જેલ તોડી નાસી છુટેલો બીમો આવી કેતકીને પોતાની સાથે નાસી જવા કહે છે પણ પોતાની સ્થીતી દ્રવ્યહીન જાણી કપુરીનુ ખુન કરી પૈસા મેળવી નાસી જવા વિચાર કરે છે, કેતકી તેમ કરતાં અટકાવે છે છતાં બીમો કપુરી આવતાં તેનું ખુન કરવા ધસે છે તે જોઇ કેતકી બુમો પાડે છે, એટલામાં વિદેશથી વિદ્યા ભણી આવેલો પટેલ ઘેર આવે છે. અને સીપાઇઓને બોલાવી કેતકી તથા બીમાને બંધીવાન બનાવી રાજ્યસભામાં મોકલી દે છે, પછીથી દુઃખ સહન કરી સુખમાં આવેલા આનંદી જોડાનો આનંદ.

પ્રવેશ ૩ જો—અહલ્યાબાઇ રાજદ્રોહી દેશદ્રોહી મનુષ્યને કેવી શિક્ષા થવી જોઇએ તે બંદીવાન બની ઉભેલા વૃદ્ધ ગંગાધરને પુછે છે ગંગાધર પોતાના સર્વ અપરાધો કબુલ કરી દેહાન્ત દંડ માગી લે છે પણ અપકાર પર ઉપકાર કરનાર અહલ્યાબાઇ તેના સર્વ અપરાધ માફ કરે છે જેથી ગંગાધર શરમાય છે પછીથી જીભાઇ પટેલ, કેતકી અને ભીમાને બંધીવાન તરીકે લાવે છે અહલ્યાબાઇ તેમના ઇન્સાફમાં ભીમાને કેદ અને પાપનો પશ્ચાતાપ કરતી કેતકીને ક્ષમા આપે છે પછીથી અહલ્યાબાઇના દત્તક પુત્રનો રાજ્યાભિષેક અને સર્વત્ર આનંદ.



॥ ૐ ॥

॥ तत्सत् परमात्माने नमः ॥

# અહલ્યાબાઇ

## નાટકના ગાયનો.

### મંગળાચરણ.

પૂર્ણ બ્રહ્મ પ્રણવ રૂપ પૂર્ણ ધામ પૂર્ણ કામ
વિશ્વ ભિન્ન વિશ્વ વ્યાપ્ત વિશ્વ વિરામ પૂનિતનામ
પીત વસ્ત્ર મેઘશ્યામ જયલલામ છે પ્રણામ
મકર કુંડલ કંઠ કૌસ્તુભ વૈજયંતી શોભતી
શ્રી ઉરવસી શોભાવતી
સૌમ્ય કાન્તિ મોક્ષ દાત્રી દિવ્ય શાન્તિ દાયિની
કૈવલ્ય પંથ દર્શાવતી—

નટીઓ—

છે જન્મભૂમિ જયકારીરે જય ભારતી માત અમારી
ગૌરવ કરીયે નરનારીરે ભારતી માત અમારી
હરિશ્ચંદ્ર ને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી
સતી સીતા તારા સાવીત્રી સતીઓ અઘ હરનારીરે—
કયાં તે અનુપમ રત્ન અમારાં કયાં સતીઓ સન્નારી
કયાં તે પ્રાચીન ગૌરવ સઘળું કયાં આ દશા બીચારીરે—

થાવ ઘરેઘર આર્ય ભગીનીઓ ધર્મ નીતિ ધરનારી
દેશભક્ત સહુ થાવ બંધુઓ એ અભિલાષ અમારી
ભારતી માત અમારી.

તારા—

૨

દવા કોઇ દીલની લાવો વિરહાનળ બુજાવો
કોઇ મારો કંથ રીઝાવો બની છું બ્હાવરી બાળા
આંખલડી રહે છે રોતી વાલમની વાટ જોતી
પ્રીતમ તમ વીણુ સઘળા લાગે સુખ ભોગ લાળા
યૌવન દિન રેન સતાવે અંતર સ્મર ધુન જગાવે
આઠે પહોરે અકળાવે ધારી મનહર માળા—

તારા ને સખીઓ—

૩

જાણે ના કાંઇ ભોળી બાળારે વળગ્યો છે ક્યાંથી
વ્યાધિ વિરહ દુઃખકારી
ચપળા છોડી દે બધા ચાળારે— વળગ્યો છે ક્યાંથી૦
સખી હતી તું મદમાતી જણાયે સુકાતી જાતી
કાન્તિ કરમાતી સખી તારીરે બોલી દે બ્હેની
ક્યાં થકી લાગી આ બીમારી— જાણે ના કાંઇ૦
ધડક ધડક છાતી શાને અધીરી થાતી

પીયુને મનાવી બે ધુતારીરે પ્રજળાવે શાને
કામ ધુણીમાં કાય રહારી—

તારા—વ્યાધિ વધારો શાને બળતાને બાળો શાને
છોડો છોડોને હું તો હારીરે

સખી—પ્રીતમજી પાસે જા અભિમાન વિસારી—

અહલ્યા— ૪

જાઓ જાઓ પિયુ
જય પામો મુકુટમણિ રણમાં—
વ્હાલા વ્હેલા વળજો વતનમાં
અરિ સંહારીને જય શ્રી.હરીને—
શોભાવો શ્યામ સદનમાં
તન ધન જીવન સ્વામી સમર્પણ
સર્વ સ્વદેશ ચરણમાં—

જીભાઇ— ૫

બજ્યો આ વાંઢા કેરો ધરવા ભગવાનીઓ
વાંઢાનો વિશ્વાસ કરી કોઇ ઘર ન આપે ઉતરવા
આંગળી ચીંધી આળ મુકે કદી જઇયે અહુરા ફરવા—ભગ૦
હાથે રાંધવા, હાથે શીંધવા, હાથે કામો કરવા

પૈસા દેતા વિશ્વાસ કરી કોઇ આવ ના પાણી ભરવા
કમાઇ કીધી પણ ન બૈરૂ ઘરમાં હોય સંઘરવા
(તો) કીડીઓ સંઘરે ભોરંગ ભોગવે દહાડા પુરા કરવા—ભગ૦

ગીતડું— ૬

મારે આંગણુ રાયરે એળચડીનો છોડરે લળીને આવે છાંયડી
મારે આંગણુ ગલાલીઆ થઇ આવોરે
શ્રી રાધાવર ઉગ્યોરે સૂરજ ઝળકતો—
મારે આંગણે જમાઇ વહેલા આવોરે
રૂડા જીભાઇ રાજ શોભેરે મંડપ મલપતો—

કેતકી— ૭

હું નખરાળી નાજુક નાર મારો દાસીનો અવતાર
દાસીનો અવતાર તો પણ ઝળકે જોબન બ્હાર
મને થાય મનમાં તો એમજ થાઉ રાજની રાણી
પણ પીટયુ આ ફુટેલ કીસ્મત ભરૂં પારકા પાણી—

કપુરી ૮

છેલ નવેલી નાર દેહ ઉપવનની બહાર—
રસીક લોચનીયા કટાર કરૂ હૃદય આરપાર—
આળસે અંગ મરોડી ભ્રકુટી તીર છેડી
લટકતી હું લટુ બનાવું વશ કરૂ વરનાર—

પીયુજી પાસ આવે રતિ રસમાં રેલાવે—
લંક લચકથી છક કરી જોઉં ઝુકી પળવાર—

કપુરી— ૯

મને એવો પરણ્યો ભાવે બોલ્યું સાંખે લાડ લડાવે
નોકર થઇને નમતો આવે લાગે પાય પાય પાય
મને ગમતાં વસ્ત્રો લાવે હીરા મોતીડા મંગાવે
પ્રેમે પ્રીતિરસ પીવડાવે ચિતડું ચાય ચાય ચાય
મીઠી બંસી હું એ મણીધર મધુર નાદપર ડોલે
નયન ઇસારે થનથન નાચે ખમા ખમા કહી બોલે
નમતો જાય, જાય, જાય,
ભલે મેઘ એ હોય શ્યામ હું વીજળી થોડી થોડી
કામણગારો કૃષ્ણ ગણીને બનુ રાધીકા જોડી
જુગતી થાય, થાય, થાય,

ધોળે દિવસે રાત કહું તો હાજી હા જે કરતો
બની દીવાનો રૂપ રંગમાં પાછળ પાછળ ફરતો
હંક હોવે ધણી તો તેવો જોઇયે.

અહલ્યાબાઈ— ૧૦

દુનીયા અજબ રંગત ભરી—
જળ વાદળસમ પલ પલટે રંગત સ્થિર ન જરી

એ વિષવેલી દુઃખ ભરેલી વિષમ વિષય રસધરી
એક વિપત્તિ જ્યાં વિચરી ત્યાં અનેક આવે ફરી
જોઇ વિપત્તિ મનની જાતી સમતા સઘળી સરી
જગ અટવીમાં સહુજન ખાતા ખત્તા ખંતજ કરી
તો પણ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી—

અહલ્યા— ૧૧

દુનીયા તણા દિવાના દીલભર મજાઓ લુટે
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—
બાળક મટી યુવાની આવે ભલે દિવાની
તન ધન મળે તરૂણી આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
રે' બાકી લાઠી લાળા આશાં છતાં ન છુટે—
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે—

પનીયારીઓ— ૧૨

હા સજની મારી નિર્મળ પાણીડા રૂડા ભરીયે
કાંચનના ઘટને શીરપર ધરીયે
સરવર જળમાં રહી માછલીયો જેમ પરસ્પર ગેલ કરે—
તેમ ઉછળતાં હૃદય આપણા રસમાં રેલમ છેલ કરે

જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલિગણુ ગાન કરે
તેમ ખીલેલી યોવન કળીનું પ્રીતે પ્રીતમ પાન કરે--
હું નીકળી જ્યાં પાણી ભરવા પીટયા ખળ પાછળ ફરતા
નખરેથી જો નજર કરૂં તો હાય હાય કહી મરતા--
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઇ જાઉં
પાણી પાણી કરી કંઇક પુરૂષના હ્રદય ભરીને લાવું--

કપુરી— ૧૩

રાજ સમી સાંજના આવજોરે સામી સડકપર બંગલો
મીઠા મ્હેમાન આજ આવજોરે સામી૦
પ્રીતિ સરવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે સામી૦
કાયાને કયારડે બ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુંટાવજો સામી૦

ચિત્રકાર— ૧૪

કુધારે હિન્દ વાસીના હ્રદયનો ગર્વ ગાળ્યો છે
ઝળકતા હિન્દ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે
અભણુ અજ્ઞાની મા બાપો મહત્તા આબરૂ માટે
સુતાના શત્રુઓ થઇને ગૃહે પૈસા સુતા સાટે
વિચાર્યા વીણ હ્રદય વચને મરી મીથ્યા ગુમાનીમાં
જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં--
ગયા તે બ્રહ્મચર્યો ને પ્રીતિલગ્નો ગયા જ્યાંથી
પ્રજા તે વીર શું પાકે પછી ઉદ્ધાર તે કયાંથી

વારાંગનાઓ— ૧૧

છાયોરી વસંત જગ કાનનમેં
કાનનમેં રસ આન રમે
જોર મધુમેં મનોજ ગનાવત
જોબન ઔર તરંગ દીખાવત
ચાહત પિયુ મિલન મનમેં

કપુરી-- ૧૬

પીટયા મરજો મા ને બાપ જોડયું કજોડલુંરે
મુવા મોટા ઘરમાં આપ જોડયું કજોડલુંરે
રંગ ન જોયા ઢંગ ન જોયા જોયું ન રૂપ કરૂપ
કાળમીંઢને આપી કપુરી કરમે લખીયો કુપ
મને વળગાડયું એ પાપ જોડયું કજોડલુંરે
મુકયો કાળજડાપર કાપ જોડયું કજોડલુંરે

જીભાઇ-- ૧૭

બની છું નખરાળી હું નાર
જુવો કેવી લટકાળી એવી એવી ચટકાળી વળી ખટકાળી
મારૂં ભમર કટાર વાહ વાહ--બની છું૦
રાજાને ચકડોળે ચઢાવું હીરા મોતીના હાર પડાવું
માથે પછેડા ઓઢી રોશે કપુરી બદલે જીભાઇ જોશે
હાય હાય હું કોઇનું શાંભળનાર નથી
કરૂં હરામી કેરી હાર--

અહલ્યા— ૧૮

આપત્તી આવે લાખ પણ જે ધર્મ નહી તજનાર
ધર્મ નહી તજનાર નર તે યશ અવિચળ વરનાર
કુંદનપર જેમ પડે હથોડા તેમજ શુદ્ધ થનાર
દુઃખ હથોડે થયું શ્યામ તે પીત્તળ તુચ્છ અસાર—
અપકારોપર તરૂ જળ ભુમી કરે સદા ઉપકાર—
જો ઉપકાર ભુલેજન જ્ઞાની તે નરને ધિક્કાર—

માલેરાવ અને જીભાઈ— ૧૯

તું છોડ શરમાળી શ્યામા માન મધુરી માન
માન મધુરી માન બસ જાન કરૂં કુરબાન—
મને જાવા દયોને આધારોને કામણગારા કાન
કામણગારા કાન તમે કેમ ભુલ્યા છો ભાન
કામણ તું કરનાર કપુરી અંતર વૃથા વલોવે
હું બૈરૂ છું મોટા ધરનું શરમાઉં છું હોવે
હોવે તજી તું આપ હઠીલી અધરાતનું પાન (૨)

અહલ્યા— ૨૦

કર સુત સજ્જન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નીર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગૃહે કુર ભોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણ અંગ—
તેથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોપાને કુંદન કર્તા કર સ્પર્શ મણી સત્સંગ—

## તારા અને સખીયો—ગરબો ૨૨

વીજળી ઝબુકે આજ વાદળી આકાશે ચડી
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહૂકા મીઠા
વિયોગી રસીક નાર વાટ જોતી ઝરૂ ચડી જો
અષાડી વાદળીને પુછે સખી પંથે મારા કંથ દીઠા
બોલી પીયુ પીયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપૈયા
મેઘનું નીરને શીત સમીર કરે મયુરી નૃતતાતૂત થઇયા
પુછી વાદળીને વીરહાનળથી બળતી વળતી જુવે મ્હાવરી બાળા
જોઇ સખી પડીરંભણુ પામતી ભમતી અંતર જોબન જવાળા

વાટ જોતી થાકીને પીયુ નાવિયા
રાત જાગી પોઢે પરભાતરે ત્યાં
આવે નાવલીયો નીંદમાં

સ્વપ્નમાં ફેલી રહી રસરેલી ત્યાં ઘેલી થકી ઘનસ્યામ રીસાયા
એક નિમેષ વિષે હૃશીકેશજ કુંજ નિકુંજ મહી લપટાય
ગોતી રહી લળી જોતી રહી કેહી કૃષ્ણ મનોહર આહીર જાયા
અંતર્યામીએ સાદ ગુણી સગુણી સમીપે પ્રગટયા જગરાયા
'આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળીરે
પ્રભુ આવ્યા કે પ્રભાત કહી બેઠી ભલી ભાત

## ૨૧

## તારા અને સખીઓ— ૨૨

ચાલો આજે અનંગરંગ ધારીરે
પ્રેમ ઝુલે ઝીલો રસવારી
કામ જગે જોબન મદવારીરે
રંગ રેલો મંદિરિયે પધારી—
લોચન રસીક શ્યામ
પ્રિતમ તમ પ્રેમ ધામ
અમૃત રસના વિહારીરે
પતિ સેવામાં પ્રીતિ તમારી

## ૨૩

મા—લાડીલી દીલભર ખુશકરં પ્રિયકર ચિતહર શાણી હવે છોડ મારા
તા—જાઓજી નીશદીન હરદમ છલબલ ભરપૂર જોયા સહુછંદ તમારા
ભોળીને નવ ભરમાવો ચતુરાઇ બહુ ન ચલાવો,
રેઓ સુખકર સુંદર પરવશ પ્રિયતમ થાઓ ન્યારા—
જનોનો ધર્મ છે કે જીંદગી નીતિથી ગાળે
મા—નારીનો ધર્મ છે કે નાથની આજ્ઞાને પાળે
તા—કુમુદ પ્રફુલ્લ કરે ચંદ્ર તો તેને કહે છે
મા—સરિતા સિંધુને સદા અનુસરી વહે છે
તા—જુઠી પ્રીતિ ન બતાવો, પરભોગી ભમરા જાઓ
રેઓ નરવર નટખટ, નટવર સમશીર તાજ મારા લાડીલા

ભજન— ૨૪

જોઇને વિચારી સંગ કીજીએ મનડું મળતાથી મળીએ
હંસલે બાવળ માળો નાખીયો જાણ્યું ચંદન હોશે
ઓચીંતો પવન ઝકોળશે કાયા કાંટે વિંધાશે—જોઇને૦
આરસી સરીખા ઉજળા દેખંતા નર રૂડા
બીજાને બોધ એ આપતા પોતે મનડાના કુડા—જોઇને૦
હંસલે ઉંદરની દયા ગણી ઉંદર પાંખમાં લીધો
ટાઢ ગઇ ગુણ વિસર્યો હંસો પાંખવીણ કીધો—જોઇને૦

પુરી અને પટેલ— ૨૫

પટેલજી પુને જઇને પાઠ ભણીને પોર
વેલા આવજો અલબેલા
લ્યો રામ રામ રામ
પટલાણી ઘર ખેતરને માળની સંભાળ
લેજો આવશું ઘર વેલા
બીજ વાવેતર કરવું કેવું
ખાતર કેવું દેવું
પુને જઇને સહુથી પહેલું
એવું શીખી લેવું—લ્યો રામ૦ રામ૦

કપુરી— ૨૬

આવશે આવશે આવશે મારા મોંઘા મ્હેમાન આજે આવશે,
અંતરની પાંખડી ખીલાવશેરે મારા લોચનીયાં આજે શોભાવશે.
વિદ્યા વાવેતર ખેતરની શીખી હઇડાને આજે
હરખાવશેરે મારો પાતળીયો પુનેથી આવશે.—

જીભાઇ-કપુરી— ૨૭

લોચનીએ લાગ્યો નેડો નાવલીયા
મોહન મન હરખાવા દીયો
ભૂખી છું ભાવે મને પ્રતીનાં વેણલાં
ખાજાં ઘેબર મને ખાવા ઘો
પટેલ—કપુરી કોમળ કાયા
જાણું મારા મનની માયા
જોબન જળમાં ન્હાવા દીયો.



# જાહેર ખબર.

-(૦)-

નીચ લખેલા પુસ્તકો શ્રી વિશ્વરંગ નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મલશે. જેઓ સાહેબોને જોઇતી હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા, નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં

| | | | | |
|---|---|---|---|---|
| રૂકમીણી સ્વયંવર... | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| સતી સવીતા | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| અહલ્યાબાઇ | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| અજીત | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| ચંદ્રગુપ્ત | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| સમ્રાટ અશોક | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| આત્મબળ | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| મહાત્મા તુલસીદાસ.. | ... | ... | રૂ. | ૦—૩—૦ |
| યોગમાયા | ... | ... | રૂ. | ૦—૩—૦ |

ચીમનલાલ બકોરભાઇ દલાલ

માલેક:—શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

